# बीजा धोरणना तमाम विषयनी नोट.

જેની અંદર બીજી અને ત્રીજી ચોપડીના પાઠના અર્થ, કવિતાની સમજુતી, ડીક્ટેશન, ધાતો, આંક, ટકાપૈસાનાં હિસાબ, ગણિત, ભૂગોળ, સાથે તમામ બાબતોનો સમાવેશ કરેલો છે.


પ્રગટ કરનાર.

છોટાલાલ તથા વાઘજીભાઇ.

કરમસદ તા. આણંદ.





સને ૧૮૯૬ સંવત ૧૯૫૨.

કીમત રૂ ૦—૨—૦

# बीजा धोरणना तमाम विषयनी नोट.

જેની અંદર બીજી અને ત્રીજી ચોપડીના પાઠના અર્થ, કવિતાની સમજુતી, ડીકટેશન, ધાતો, આંક, ટકાપૈસાના હિસાબ, ગણિત, ભૂગોળ, સાથે તમામ બાબતોનો સમાવેશ કરેલો છે.

પ્રગટ કરનાર.

છોટાલાલ તથા વાઘજીભાઇ.

કરમસદ તા- આણંદ-



સને ૧૮૯૬ સંવત ૧૯૫૨.

કીમત રૂ ૦—૨—૦

૬૪૫૦

# ગુજરાતી બીજી ચોપડી માંહેલા વાંચન પાઠો-ના શબ્દાર્થ.

**પાઠ ૧ લો.**
ઉકેલતાં=વાંચતાં.
સાચવજો=જાળવજો.
શીખામણ=ફાયદાનીવાત.
મઝાની=સારી.
બગાડશો=ખરાબકરશો.
મા=નહીં.
સારૂ=ખાવાને.
ડાહી=ડહાપણની.

**પાઠ ૩ જો.**
રાણા=રાજા.
પેસાશે=ખવાશે.

**પાઠ ૪ થો.**
ફરિયાદ=અરજ.
પકડાવી=ઝલાવી.
મહારાજ=મોટારાજા.
હુકમ=આજ્ઞા.
મંગાવ્યો=અણાવ્યો.
ગભરાઈને=અકળાઈને બીહીને.
બાઈ=બેન.
જૂઠા=ખોટા.
સાહેબ=ધણી.
રીસ=દાઝ ગુસ્સો.

**પાઠ ૫ મો.**
બૂમેબૂમ=રાડેરાડ.
ગોવાળ=ગાયોચારનાર.
જવાબ વાળ્યો=ઉત્તરઆપ્યો.
છેવટે=છેલ્લે
પોળી=પૂરી.

**પાઠ ૬ ઠો.**
તપાવી=ઉનીકરી.
લુચ્ચાઈ=ઢોંગાઇ.
લાલચોળ=રાતી.
ઠોકયો=માર્યો.
ખુબ=ઘણો.
વાંક=ગુન્હો.
ફળ=પરિણામ.

**પાઠ ૭ મો.**
ગાગર=માણુ.
ઓસડ=દવા.
ઝેર=વિખ.
સાજી=સારી.

**પાઠ ૯ મો.**
એકજ=એક.
જણસ=વસ્તુ.
ટહુ=નાનોછોડો.
પારકો=બીજાનો.

**પાઠ ૧૦ મો.**
જાળવે=સાચવે.
નીરે=નાંખે.
જક્કી=હઠીલું કહ્યું ન માને તે.
સંભાળ=સાચવણ.
જતન=સંભાળ; સાચવણ.

**પાઠ ૧૧ મો.**
ચેન=મઝા.
બંદીખાને=કેદખાને.
વિચાર=મનસુબો.
નીસરી=નીકળી.
સમજાવ્યું=શીખામણ દીધી.
અહીંઆંથી=ચોકકાણે ....
વાંસે=પાછળ.
લાગ=દાવ.
છૂટું=મોકળું; ખુલ્લું.
કેમે કર્યું=કોઇ રીતે.

**પાઠ ૧૨ મો.**

લાગફાવ્યો=દાવમળ્યો.
વગડામાં=જંગલમાં.
સટકીગયું=નાશીગયું.
અણસમજ=સમજ નહી તે.
કોતર=ગુફા; ખાડો.
ડાળો=શાખો.
છાનુંમાનું=કોઈ ન જાણે તે.
જડ=લઠ.
અંતે=છેલ્લે.
ભલું-સારૂં.
પાડોશી-પાસેનાં રહેનાર

### પાઠ ૧૪ મો.

ગોરસ=દૂધ આખરવાની દોણી.
આખરે=દૂધમાં છાશ નાખવીતે.
નરમ-ઢીલું.

### પાઠ ૧૫ મો.

પાળે-કાંઠે; કિનારે.
ફેંકવા-નાંખવા.
લાચાર-કંગાળી, દુઃખી.
બગાડ-નુકશાન.
મંડ્યા-લાગ્યા.
જવાબ-ઉત્તર.
ધડાધડ-ઉપરા ઉપરી.
ગરીબ-બિચારા લાચાર.

### પાઠ ૧૬ મો.

બેનપણી-સહીએર.
તાસક-છછરી થાળી.
નોતરૂં-તેડું, જમવાનું કહેવું તે.
વખતે-વેળા.
ઠીક-સારૂં.

### પાઠ ૧૭ મો.

મણા-ખામી, કસર.
ગાળોબાંડવી-ગાળોદેવી
ટેવ=આદત, ખો.

### પાઠ ૧૮ મો.

ભાણો-બેનનો દીકરો.
મેલાય-મૂકાય.
વાર-વખત.

### પાઠ ૧૯ મો.

પરીક્ષા-તપાસ.
સાહેબ-ઉપરી.
ફૂદાવતી-ઠેકાવતી
ઇનામ-હોંશિયારીના-બદલામાંકાંઈઆપવું તે.
બાકી-બીજા

### પાઠ ૨૦ માં

ઉતાવળ-ઝટ, જલદી
સામટુ-એકવારે
મૂઠો-ખાચકો.
છેલ્લીવારે-આખરે
લગાર-થોડૂ

### પાઠ ૨૧ મો

પૂછડીઓ-પૂછડાવાળો
ખીજવવું=ચીડવવું
જનમ-વાળક.
બાંડો-પૂછડીવગરનો.
ચીડવે=ખીજવે,પજવે

### પાઠ ૨૨ મો

કામકાજ-ધંધો રોજગાર.
મજુર-મજુરી કરનાર
સાંધા-કટકા.
બિચારો=બાપડો.

### પાઠ ૨૩ મો.

ધ્યાન-મન; ચિત્ત.
માયા-હેત.
વઢવું-લડવું.
પાંસરા-સીધા.
વેળાસર-વખતસર
મન-ચિત્ત.
ભૂલ-ચૂક.
સૌ-બધા.
કદી-કોઈ દિવસ.
છૂટી-રજા.

### પાઠ ૨૫ મો.

વિઆવાની-જણવાની
રોકીને-રૂંધીને.
વિચાર્યું-ધાર્યું.
રસ્તો-માર્ગ.

અરે=હે.
મૂર્ખ-બેવકુફ.
બિચારે-બાપડે.

**પાઠ ૨૬ મો.**

છાયું-ઢાંક્યું.
કોપરાં-ટોપરાં.
દાંડી-વળીઓ.
નળીઆં-તાળો.

**પાઠ ૨૭ મો.**

કમાડ-બારણું.
કેરા-ના. (છઠી વિભક્તિનો પ્રત્યય.)
બાશીને-બંધકરીને.
ભીંતરડી-ભીંત.
છાયાં-ઢાંક્યાં.
રખડતા-રઝળતા.
આડું-કહ્યું ન માને તે.
વલે-હાલ, દશા.
માને નહિ-કહ્યું કરે નહી.

**પાઠ ૨૮ મો.**

અમથી-નકામી.
રઝળવા-રખડવા.
જનેતી-જનાવેલી.
સુખી-સુખવાળી.
વાઘ-મારી ખાનાર જનાવર.
સમજ-સમજણ, અક્કલ

**પાઠ ૨૯ મો.**

સવારમાં-વાહાણામાં
તાણતો-ખેંચતો.
નહોર-નખ.
ભેંકડો-રાગ તાણીને રડવું.
લાહે-બળતરા.
ભેંકડોતાણતાં-બૂમ પાડીને રડવું.
ગાંડાં-ઘેલાં.

**પાઠ ૩૦ મો.**

તાંબાકુંડીઓ-તાંબાની કુંડીઓ.
માંજેલાં-અજવાળેલાં.
ગરમાં-પહોળા મોઢાનું વાસણ.
ઘોળાશપર-ધોળું.
ગોબાય-ગોબા પડે.
અથડાય-ટીચાય.
સાચવવા-જાળવવા.
ચળકતાં-ઝળકતાં.
લોટા-કળશીયા.
લોટીઓ-કરસલાયો.

**પાઠ ૩૧ મો.**

નાનીશી-નાની.
પિછોડી-ચાદર, ખેસ.
જાંમદાની-એક જાતનું ટીપકાવાળું લુગડું.
પોતડી-ધોતલી.
હીરકોરી-રેશમી.
હલકી-સાની.
ગરીબ-પૈસા વિનાનો.

**પાઠ ૩૨ મો.**

વાગોળવું-ખાધેલું મોઢામાં લાવી ચાવવું.
ભાવે-સ્વાદ લાગે.
દહીં=દૂધમાં થોડી છાશ કે ખટાશ નાખી આધર કે છે ત્યારે દહીં થાય છે તે.
માખણ-દહીંને વલોવે છે ત્યારે ચીકણો પદાર્થ ઉપર તરી આવે છે તે.
ઘી-માખણને તપાવેથી ઘી થાય છે.

**પાઠ ૩૪ મો.**

દારે-દડીકરે.
દૂધપાક-દૂધમાં થોડા ચોખા નાખી ઉકાળીને કઢા જેવું જાડું કરે છે, પછી તેમાં ખાંડ નાખે ત્યારે દૂધપાક થયો.
ખડખાં-ચોસલાં
જામીજાય-ઠરીજાય
ચાસણી-ખાંડમાં પાણી નાખીકની કરે ત્યારે ચાસણી થાય.
તાવીને-ઉનું કરીને.

લોચો-લચકો.
ખૂંટ-ચોઓલી આંડ.
માવો-દૂધને બાળી લો-
ચા જેવું કરે તે.
ખીર-પાણીમાં ભાત રાં-
ધ્યા પછી તેમાં થોડું દૂધ
નાખી ઉકાળે છે તે.

**પાઠ ૩૫ મો**

લેખણ-કલમ.
છાનામાના-કોઇ ન જાણે
તે.
માન્યું-કહ્યું.
સંતાડીને-છુપાવીને.
પડેલી-પડીગએલી.
ટેવ-હેવા, ખો, આદત.

**પાઠ ૩૬ મો.**

પાવલી-ચાર આના.
ચોરી-કાંઈ છાનામાના
કહ્યા વગર ચીજ લેવી તે
લટકાવી-ટીંગાવી.
ફજેતી-ગેર આબરૂ.
માનવું-કબૂલ કરવું.
કોટ-ગળુ.
વલે-દશા.

**પાઠ ૩૭ મો.**

દીકરાની-છોકરાની.
શરમાયો-લજવાયો.
હવાલ-હાલત.

વાળુ-સાંજનું ખાવાનું.
સાંપ્યો-તાબે કર્યો.

**પાઠ ૩૯ મો,**

ગાંધી-વસાણું વેચનાર.
ઓળખીતો-જાણીતો.
વાટી-ટોપરાનું કાચલું.
દરાખ-એક જાતનો મેવો
મગફળી-ભોંય શીંગ.
ચારોળી-એક જાતનો
મેવો.
દુકાન-હાટ.
ખારેક-સૂકાએલું ખ-
જુર.

**પાઠ ૪૦ મો.**

ચંદ્રમા-ચાંદો.
સરસ્વતિ-વિદ્યા.
ઘણાખરા-ઘણા, કેટલા
એક.
વાર-વખત.
ચિત્ત-મન.

**પાઠ ૪૧ મો.**

જબરી-બળવાળી.
ચચ્ચાર-ચાર.
ડોલતો-હાલતો.
લાંટ-તોફાની
વહાણામાં-સવારમાં
મહેનતુ-ઉદ્યોગી.
માંસ-માટી.

કૂદતા=ઠેકડા મારતાં.
સાંજ-સંધ્યાકાળ.
માળો-પક્ષીને રહેવાનું
ઘર.

**પાઠ ૪૩ મો.**

પીતરાઇ-કાકાનાં છોકરાં
મોળાઇ-મામાનાં છોકરાં
ભત્રિજા-ભાઈના છોકરા
સાળીઓ=વહુની બેનો.
બનેવી=બેનનો વર.
મસ્યાઈ-માશીનાં છોકરાં

**પાઠ ૪૪ મો**

જમાઇ=દીકરીનો વર.
સાવકાં-ઓરમાઈ.
ઓરમાઈ-સાવકાં.
સંપરાપીને=હળીમળીને

**પાઠ ૪૫ મો**

ચોટું-બજાર.
ખાદી=જાડું લુગડું.
વાણોતર-ગુમાસ્તા.
બાસ્તો=એક જાતનું જા-
ડું લુગડું.
દોશીવાણીઆ-કાપડનો
વેપાર કરનાર
સેલું-ખભે નાખવાનો
કસબી ખેસ.
જાજમ=બીછાનું.

**પાઠ ૪૬ મો**

દીવાળી-વરસનો છેલ્લો દિવસ, આસોવદી અમાસ
ઉતરાણ-જાનેવારી માસની બારમી તારીખનો દિવસ તેદિવસથી સૂર્ય દક્ષિણમાંથી ઉત્તર તરફ જાય છે.
વસંત-રૂતુનું નામ.
વસંતપંચમી-મહાશુદી ૫
પર્વ-તહેવાર.
હોળી-ફાગણશુદી ૧૫
રામનવમી-ચઈતર શુદી ૯
અખાત્રીજ-વૈસાખસુ. ૩
વરસ-બાર માસ.
મહીનો-ત્રીસ દિવસ.
શિયાળો-ટાઢની મોસમ
ઉનાળો-તાપની મોસમ.
ટાઢ-ઠંડ.

**પાઠ ૪૭ મો.**

ચોમાસુ-વરસાદની રૂતુ
દીવાસો-અસાડવદી ૦)નો દિવસ.
ઉતરતાં=જતાં.
પચુસણ-શ્રાવકનો તહેવાર
પખવાડીયું=પંદર દિવસ
શરાધીયાં=શ્રાધ કરવાના દિવસ.
દસરા-આસોશુદી ૧૦
ગોકળઆઠમ શ્રાવણવદી ૮ કૃષ્ણનો જન્મ દિવસ
ગણપતિ ચોથ=ભાદરવા શુદ. ૪
તિથિ=દિવસ.
શ્રાવક=જૈન ધર્મ પાળનાર.

**પાઠ ૪૮ મો.**

વરઘોડા=ફુલેકુ.
સરણાઈ-પીપી.
વાહવા-ઓહો.
ઘડીઆળ=ઝાલર.
દેવળ-મંદિર.
તતુડાં=રણસીંગુ.
ઝમકારો=ઝણકારો.
કુંડાળું-ગોળ.
પખાજ-મરદંગ.
નાદ-સાદ.
ઝાંઝ-મોટું કાંસીજોડું.
મજા=ચેન.

**પાઠ ૪૯ મો.**

જન્મગાંઠ-જન્મ દિવસ.
વરસગાંઠ=વરસે વરસે.
જન્મનો દિવસ આવેછેતે
બીડાં નાગરવેલના પાનમાં કાથો ચુનો નાખી બીડી વાળવી તે.
અડાડયો અડકાડયો.

**પાઠ ૫૦ મો.**

ચોખ્ખાઇ સુઘડતાઇ.
ફિકર-ચિંતા.
કોહ-ગડગુમડ નીકળે તે
ઉલ-જીભ ઉપરનો મેલ.
ગંદા-ગોબરાં, મેલાં.
ગંધાય-ખરાબ વાસ આવે તે.

**પાઠ ૫૧ મો.**

લૂઓ-લચકો, લાડવો.
ઉથલાવીને-ફેરવીને.
કલેડું-તાવડી.
અનાજ-દાણા.
લોઢી-તવી.

**પાઠ ૫૨ મો.**

ભલા=સારા.
ઢીમાણું-સૂઝી આવીને ઢેકો થાય છે તે.
વારો-વખતે.
ખસેડયા-કોરે કર્યા.
ખૂબ-ઘણાં.

**પાઠ ૫૩ મો.**

ખૂણેખાચરે-ખૂણામાંકે છૂપાઇ રહેવાય તેવીજ-

ગામાં
સંતાઇને–છુપાઇને
સર્વે–બધા.
ચંચળ–ચાલાક.

**પાઠ ૫૫ મો.**

બાપડી–ગરીબ.
કાચા–રાંધ્યા વગરના.
દેહ–શરીર.
બાળણા–નાના.
જોર–બળ
જબરા–જોરાવર.

**પાઠ ૫૭ મો**

ઝાડપાલો–વનસ્પતિ.
મોળુ=ફીકું.
મીઠું પાણી–સારૂં પાણી.

**પાઠ ૫૮ મો.**

લખોટી–લાખ કે પથરાની ગોળી.
ચોરી ઠરે=ચોરી કર્યાનો ગુન્હો આવે.

**પાઠ ૬૦ મો**

આંગણું–ચોક.
મેડી–અગાશીયું
અગાસી–ધાબું
ઉઘાડી–ખુલ્લી.

**પાઠ ૬૧ મો**

રસોડું=રાંધવાની જગા.
ભંડારીઆં=હાટડાં, મોટાં તાકાં.
તાકાં–ગોખલા.
ટાંકાં=પાણી ભરવાની છોબંધ કુઇ.
રસોઈ=ભોજન.
ગોટાય–ગુંચાય.
ધુમાડીઉ =ધૂણીજવાનો રસ્તો.
ચોકડી–છોની બાંધેલી ઓટલીઓ.
દાદર=મેડાઉપર જવાની જે જગા રાખી હોય છે તે.

**પાઠ ૬૨ મો.**

ખડખડે–અવાજથાય.
દીપે–શોભે.
ભાતભાતના=જાતજાતના.
વહાણું=સવાર.
સેવે=ગરમ રાખે.
બીકણ–ડરકણુ.
ધસવું=દોડવું.
છેડવું–પજવવું.
માંજર=ફુમતું.
ધંધો=રોજગાર.
રૂપાળો–શોભિતો.

**પાઠ ૬૩ મો.**

ગણુતો–લેખાતો
પ્રાણુ=જીવ.
નાગ–સાપ.
નબળા=બળવગરના.
ફેણુ–મોઢું.
લગારેક–થોડું.

**પાઠ ૬૪ મો.**

ઓગળે–પીગળે.
કસ=રસ.
વેહે–કાણું.
વાટ–રસ્તો.

**પાઠ ૬૫ મો**

કરમાઇને–ચીમળાઇને.
સીંચીએ=રેડીએ.
ટટાર–તાજાં, સીધાં
મસ=ઘણો.

**પાઠ ૬૬ મો.**

રીસાળ–રીસાયએવો.
પીરસેલી–જમવાનું મૂકેલી.
વેદના=પીડા.
પુણે–નડે.
મુદ્દલ–જરા.
ભાંડુ =ભાઇબેન, એકમાબાપનાં છોકરાં.
મેળો–સંપ.

**પાઠ ૬૭ મો.**

તણુખલાં–તખલાં.
વસ્તુ–ચીજ.

આખું–બધું.
ધીમેધીમે–હળવેહળવે.

**પાઠ ૬૮ મો.**

પાલો=પાંદડ.
ઝાંઝવાં–આંસુ.
તેજ–પ્રકાશ, અજવાળું.
ધાન્ય=અનાજ.
ગરમી=તાપ.
નીપજવું–થવું.
સર્વે–બધા.
મેવા–ફળ.

**પાઠ ૬૯ મો.**

ધાજો–દોડજો.
ગભરાઇને=અકળાઇને.
છેતરવું=ઠગવું.
આસપાસ–આજુબા-
જુ.
ખેડૂત–ખેતીકરનાર.
નુકશાન–બગાડ.
છેતર્યા–ઠગ્યા.
સાચી–ખરી.

**પાઠ ૭૦ મો.**

ઘુરકવું=ગુસ્સાથી જોવું.
પામીએ–ખમીએ.
ગરીબ–બિચારો.
લોહીલોહાણ–લોહીવાળો.
તૂટીપડવું–એકદમ વળ-
ગી પડવું.

સોબત–સંગત.
ભુંડાં–નઠારાં.

**પાઠ ૭૧ મો.**

પજવીએ–કાયર કરીએ.
હેરાન કરીએ.
ઉગામીએ–ઉઠાવીએ.
માંહોમાંહે–એકબીજાને.
હળીમળીને–સંપસંપીને
દુખાય–દુઃખીથાય.
રાજીથવું–ખુશીથવું.

**પાઠ ૭૨ મો.**

ઇશ્વર=પરમેશ્વર.
ઝગઝગાટ–ચળકાટ.
વહાલો–પ્યારો.
ચીજ–વસ્તુ.
ઘોર–અંધારૂં.
ગગન–આકાશ.
પૃથ્વી–દુનિયા.

**પાઠ ૭૮ મો.**

વતરણું–લેખણ.
રંગત=રંગેલી
જી–મા.

**પાઠ ૭૫ મો.**

ચિતારો–ચિતરનારો.
રંગારો
હરડાંબેડાં–એકજાતનાં
ફળ.
બાઇબંધ–દોસ્તદાર.

બરૂ–જબરાઈ. કલમ કર-
વાનાં કાઠાં.

**પાઠ ૭૬ મો.**

બાજુબંધ=હાથે કુણી
ઉપર બાંધવાનું ઘરેણું
ધનતેરસ–આસોવદી ૧૩
ડુંપાંઓ–ગળચવો.
છવીંટીઆં–આઇડાઓને
પગે આંગળીએ પહેરવા
નાં ફુલ.
બેરખા–હાથે બાંધવાનુ
ઘરેણું.
ચોકડાં–કાને પહેરવાનુ
ઘરેણું.
વાનાં–ચીજ
અકોટી=કાને પહેરવાનું
ઘરેણું.
પોંચી=કાંડે પહેરવાનુ ઘ
રેણું.

**પાઠ ૭૭ મો.**

હળપૂણી–કોશ.
કીનખાબ=કસબી બુટ્ટા
નું રેશમી લુગડું.
કીમત–મુલ.
દીપે છે–શોભે છે.
વડે–થી (પાંચમી વિભ-
ક્તિનો પ્રત્યય છે)
પાર=છેડો.

**પાઠ ૭૮ મો.**
મોખરા આગળ=મોઢા આગળ.
હડપચી=દાઢી વચેનો ભાગ.
બાબરી=નાની ચોટલી.

**પાઠ ૭૯ મો.**
વાંસો-બરડો.
સાથળ=જાંગ.
ભેર-તરફ.
ગાળે=ભાગે.

**પાઠ ૮૦ મો.**
આંબાવાડીઉ=આંબાનું વન.
ટોર્યા=માર્યા.
ઝાંપા-દરવાજો.
રખવાળ-સાચવનાર.
પહોંચ્યો=આવ્યો.
લાગ=દાવ.

પાઠ ૮૨ મો.
પોર-ગયે વરસે.
પકવાન=મીઠાઈ.
ભાખરા=રોટલા.

પાઠ ૮૩ મો.
ખાતર=ચોરી.
વણજારૂ=વણજારાનો કુતરો.
નજર=સરત.
ધન-પૈસો.
ધણી-માલિક.

પાઠ ૮૪ મો.
મેળાપ-ભેગું થવું.
શેખી=બડાઈ.
રડયું ખડયું=કોઈક.
મોંઘું=વધારે મૂલનું.
ચડભડી=ગુસ્સે થઈને.
સામટો-એકીવારે.
સાહુકાર=પૈસાદાર.
ખરીદવું-વેચાતું લેવું.
લેખું-ગણતરી.
લેખવે-ગણે.
ખપ-જરૂર.

પાઠ ૮૫ મો.
જાળ=જનાવર પકડવાનો ફાંસો.
કરગરવું-કાલાવાલા કરવા
અમથો=નકામો.
લુચ્ચી-ખંધી.
બીડ-ઘાસ ઉગેલું મેદાન
ગજુ-શક્તિ.
તાલેવંત-પૈસાદાર.
મમત-ચડસ.
બરોબર-સરખું.
ચંપાઈને=ચગદાઈને.

પાઠ ૮૭ મો.
આડોશી પાડોશી-આજુ બાજુ રહેનાર.
ગુણપાડ-ઉપકાર.
રખવાળી-સંભાળ
ચોકી-થાણું પહેરો.

પાઠ ૮૮ મો
કંદોઇ=મીઠાઇ વેચનાર.
ઠઠ=ભરાવો.
ભાતભાતની=જાતજાતની.

પાઠ ૮૯મો.
પંચરાઉ-પાંચ જાતની
નાગલી=બાવટો.
અપવાસ-ભૂખ્યા રહેવું.
ફરાળ-અપવાસ ઉપર ખાવાનું
ચાલ-રીત.

પાઠ ૯૦ મો.
સ્વાદ-સારૂ લાગે.
ડોળી-મહુડાનાં ફળ.
ફોલ્લા-ગૂમડાં.

પાઠ ૯૧ મો.
કાચું કોરૂં-કોરૂ ખાવાનું.
જાળાં-બાવાં
ગેરૂ-રંગી.
બારેલૂગડાં-વધારે કીમતનાં.
બચકા-પોટલાં
ખરખરીને-વધારે.

# બીજી ચોપડીના કવિતાના અર્થ.

## પાઠ ૨ જો ચોપડી વિષે કવિતા.

| | | |
|---|---|---|
| સારી=મજાની. | દેખી—જોઇ. | કારજ--કામ. |
| શોભાય—સારી દેખાય. | હરખાય—ખુશીથાય. | |
| હૈડું -મન. | વિગતેથી—વિગતવાર. | |

સારી ચોપડીઓ શોભાયમાન દેખાય છે, તે જોઈને આપણું મન ખુશી થાય છે, પણ જો તે શબ્દે શબ્દ છૂટા પાડીને વંચાય તો તેમાંથી આપણું કામ થાય.

| | | |
|---|---|---|
| જીવધાલીને--મનરાખીને | સમજણ--અક્કલ | વિચાર કરે--મનન કરે |
| સમજે--જાણે | સઘળો--બધો | સાર--મતલબ |

જેમ જેમ મન રાખીને વાંચે તેમ તેમ તેનામાં અક્કલ વધતી જાય. વાંચે ખરો, પણ તેનો કાંઈ વિચાર કરે નહિ તો તે બધો મતલબ સમજે નહિ.

## પાઠ ૮ મો વરસાદનું ગીત.

| | | |
|---|---|---|
| વરસાદ--મેઘ | પકવાન | નેવલે--નેવે |
| ઘેબરીઓ—ઘેબર નામનું | પ્રસાદ--ખાવાનું | નહારી--ગદી |

વરસાદ તું આવકે ઘેબરીઓ પ્રસાદ અને ઉની ઉની રોટલી ને કારેલાંનું શાક ખાવાનું થાય.

વરસાદ તું આવકે તેવે પાણી આવે ને ગંદી છોડીને દેડકાં તાણી જાય.

## પાઠ ૧૩ મો પાડાવિષે કવિતા

| | | |
|---|---|---|
| છુટું--ખુલ્લું, બાંધ્યા વગર. | કીધો--કર્યો. | ચરવાને--ઘાસ ખાવાને |
| છેક--આઘે, છેટે, દૂર. | નાઠું--જતુ રહ્યું. | વાસ--રહેઠાણ. |
| | મનમાન્યું--મનનેગમેતેવું | વનમાં--વગડામાં. |

વાડામાંથી એક પાડું છુટું થઈને આઘે નાશી ગયું, અને પોતાના મનને ગમે તેટલું ઘાસ ખાવાને વગડામાં જઇને રહ્યું.

| | | |
|---|---|---|
| પછાતી--પછી | પ્રાણ--જીવ. | અવસ્થા--હાલત |
| વાઘ--ફાડીખાનાર જનાવર | અજાણ--અણસમજ. | |
| | ચિત્તમાં--મનમાં | |

પછી વાઘે તેનો જીવ લીધો એવું અણસમજથી દુઃખી થયું, જે મનમાં છુટું થવા જાય. તેની એવી હાલત થાય.

## પાઠ ૨૪ મો નિશાળીઆને શીખામણ.

| | | |
|---|---|---|
| નિત્ય--દરરોજ | ચિત્ત--મન | શિક્ષા--શીખામણ |
| ચોડી--લગાડી, ચોટાડી. | ગુરૂ--મહેતાજી | રૂડી--સારી |

દરરોજ નિશાળમાં જવું, અને મન લગાડીને ભણવું તથા મહેતાજીની શિખામણ માનવી, ને સારી રીત રાખવી

| | | |
|---|---|---|
| પેર--રીત | નીસરી--નીકળી | પાંસરૂં--સીધું |

તમે રમતમાં મન રાખશો નહીં, ને તમારો પાઠ સારી રીતે રાખજો. નિશાળમાંથી નીકળીને સીધા ઘેર જવું. ( રસ્તામાં રખડવું નહિ. )

## પાઠ ૩૩ મો ગાયની કવીતા

| | | |
|---|---|---|
| ગુણ--ફાયદો. | સુખદાતા--સુખઆપનાર | ખાંતે--ખુશીથી |
| અગણિત--ઘણા. | દેછે--આપેછે. | જન--માણસ. |

આયમાં ઘણુંજ ગુણ છે ને તે સુખ આપનારી કહેવાય છે; અને તે દૂધ, દહીં, ઘી આપે છે તે બધા માણસો ખુશીથી ખાય છે.

| | | |
|---|---|---|
| પશુ--ચારપગવાળાંજનવર. | નવર | જન્મતી--અવતરતી. |
| પંખી--પાંખોવાળાં જન- | નર--ભાઈડા. | પ્રાણ--જીવ. |
| | નાર--બાઈડીઓ. | આધાર--ટેકો |

પશુ, પંખી, ભાઈડાને, બાઈડીઓ એમને જન્મતિ વખતે ઘણું કરીને ઘી ને દૂધનો આધાર હોય છે.

## પાઠ ૩૮ મો જૂઠ અને સાચ વિશે.

| | | |
|---|---|---|
| જૂઠું--ખરૂંનહીં | પાપી--પાપકરનાર. | બાળક--નાનું છોકરૂં. |
| કોઈ--કોઈદહાડો. | પૂરો--બધો, | ઉપાય--ઇલાજ. |

જે માણસ કોઈ દિવસ જૂઠું બોલે છે. તે પૂરેપૂરો પાપી થાય છે. તે માટે હે નાના છોકરાઓ તમે એવા ઇલાજ કરશો નહીં.

| | | |
|---|---|---|
| સાચું--ખરૂં | શોભે--સારીદેખાય. | રાચે--રાજીથાય |
| જગત્પતિ--પરમેશ્વર | સ્નેહ--પ્રીતિ,હેત. | |
| સૌનો--બધાનો | દેહ--શરીર. | |

સાચું બોલવામાં ઘણું સુખ છે, ને સાચેથી બધા હેત રાખે છે, વળી સાચેથી પરમેશ્વર પણ રાજી થાય છે, અને સાચેથી શરીર પણ શોભે છે.

## પાઠ ૪૨ મો કાગડા વિશે,

| | | |
|---|---|---|
| માળો--પંખીનુંઘર. | રૂપાળો--શોભિતો | પંખાળો--પાંખવાળો |
| ભાળો--જુઓ | રાગ--સાદ,શબ્દ. | |
| કાગ--કાગડો. | બાંધવા--તૈયારકરવા | |

કાગો કાગડો માળો બાંધવા બેસે છે, તે તમે જૂઓ. તેને બે

પાળો છે, તે બોલે છે પણ તેનો રાગ સારો નથી.

| | | |
|---|---|---|
| ચાંપે--ઝડપથી. | ચાહે--ઇચ્છે. | જલદી--ઝટ. |
| હણવા--મારવા. | ચેતી--સમજી | |
| ચિત્તમાં--મનમાં | ચતુર--ચંચળ | |

કોઈ માણસ કાંકરો લઈને તેને ઝડપથી મારવાને ઇચ્છે તો તે ચંચળ પક્ષી મનમાં સમજીને તરત ઉડી જાય છે.

પાઠ ૫૪ મો ઉંદર વિશે

| | | |
|---|---|---|
| વધ્યાં--વધારે થયા | પાર--છેડો. | માંડે--મચાવે કરે. |
| હારોહાર--હારબંધ, એ કપછીએક | રંજાડ--તોફાન. | |
| | ધાડ--લૂટારાનું ટોળું | |

ઉંદરો હારબંધ એટલા વધી ગયા કે તેમાંના કેટલાંક પકડ્યા, પણ તેનો છેડો આવ્યો નહી, અને રાતે તો જાણે દોડા દોડ ધાડ આવી હોય તેમ તોફાન કરે છે.

| | | |
|---|---|---|
| ખાસાં--સારાં | કરડી--કાતરી. | મીની--બિલાડી |
| કપડાં--લુગડાં | ઉપાય--ઇલાજ | મહાસુખ--મોટુંસુખ |

સારાં લુગડાં કાતરી ખાય છે, ને દીવાની દીવેટ પણ લઇ જાય છે, એનો એકે ઇલાજ નથી પણ બિલાડી મળે તો મોટું સુખ થાય.

પાઠ ૫૯ મો ચોરી વિષે

| | | |
|---|---|---|
| ચોરી--છાનીમાની કોઇની ચીજ કહ્યા વગર લેવી | સમજી--જાણી | અફસોસ કરે |
| | પાછળથી--છેડેથી | |
| | પસ્તાય--દીલગીર થાય | |

જે માણસ ચોરી કરવામાં સુખ છે એમ સમજીને ચોરી કરે છે, તે પાછળથી ચોરીથી થએલું દુઃખ જ્યારે જૂએ છે ત્યારે મ-

નમાં ઘણો અફસોસ કરે છે.

| | | |
|---|---|---|
| ચાહ્ન--ઉઘાડું | મહીપતિ--રાજા | છેક--ઘણું |
| ઝલાય--પકડાય | ફજેતી--ગેરઆબરૂ | |

જ્યારે ચોર પકડાય છે ત્યારે ચોરી ઉઘાડી થાય છે, અને પછી રાજા તેને બાંધીને માર મારે છે અને તેની ઘણી ફજેતી થાય છે.

## પાઠ ૬૩ મો કીડીઓ ને સાપ

| | | |
|---|---|---|
| ઝાઝા--ઘણા | ન--નહિ | પ્રાણ--જીવ |
| નબળા--બળવગરના | વેર--દુશ્મનાઈ, ઝેર | પેર--રીત |
| કદી--કોઈદિવસ | નાગનો--સાપનો | |

ઘણા નબળા લોક સાથે કોઈ દિવસ વેર રાખવું નહીં, કેમકે ઘણી કીડીઓએ મળીને મોટા નાગનો જીવ લીધો.

## પાઠ ૭૩ મો ઈશ્વરનો મહિમા.

| | | |
|---|---|---|
| સૌથી--બધાથી | તાડ--એકજાતનું ઉંચું ઝાડ | જૂદાં--નોખાં |

ભાઈઓ તમે આ મોટાં ઝાડ જૂઓ, તેમાં સૌથી ઉંચું તાડનુ ઝાડ છે, એમાં આમલી આંબો, ને કોઈ કાંટીનું ઝાડ છે તે બધાનાં ળ જૂદાં જૂદાં હોય છે.

| | | |
|---|---|---|
| જગ--દુનિયા, જગત | ભજવા--ભક્તિકરવા | સરજનાર--પેદાકરનાર |
| દેવ--પરમેશ્વર | તારા--ચાંદરણીઓ | |
| કરનાર--બનાવનાર | ધરીએ--રાખીએ | |

જે આ દુનિયાનો બનાવનાર છે, તેજ સૂરજ અને તારાનો પેદા કરનાર છે, માટે એજ અમારો મોટો દેવ છે તેને ભજવાની ટેવ

રાખીએ.

## પાઠ ૮૧ મો સંગત.

| | | |
|---|---|---|
| સંગ--સોબત | ઠામ--ઠેકાણું | બને--થાય |
| રંગ--ગુણ, અસર, ટેવ | કરશે--બેસશે | ભાગ્યશાળી--નસીબદાર |
| પ્રેમ--હેત | રૂડો--સારો | |
| પેસે--આવે | બુરે--નઠારે | |

જેને જેવી સોબત તેવા તેનામાં ગુણ આવે છે. જેને જેવી સોબત તેવું તેનામાં હેત આવે છે.

જેને જેવી સોબત તેવાંજ તે કામ કરશે. જેને જેવી સોબત તેવે ઠેકાણે જઇને તે બેસસે.

સારી સોબતથી સારો થશે, ને નઠારી સોબતથી નઠારો બનશે. સારા માહેતાજીની સોબતથી નસીબદાર હોય તે વિદ્યા ભણે. ( મતલબ કે વિદ્યા ભણીને નસીબદાર થાય. )



# ગુજરાતી ત્રીજી ચોપડીના વાંચન પાઠોનો

## શબ્દાર્થ.

**પાઠ ૧ લો.**

ડાઘો=મોટો કૂતરો.
મૂર્ખો–બેવકૂફ, અણુમજુ.
આળસુ=એદી, સુસ્ત.
પાલવવું–પરવડવું.
રમતીઆળ–રમત કરે તે.
ચોકી–રખવાળ.
ચારો–ખાવાનું.
ધણી=માલિક.

**પાઠ ૨ જો.**

ઝંખવાણો=શરમાયો.
જીવતર=જીંદગી, મનખો, જીવવું.
મના કરીશ=ના કહીશ.
મચ્યાં=મંડ્યાં, લાગ્યાં.
જનાવર=પશુ, પંખી.
નવરાશ=ફુરસદ, કામ ન હોય તેવો વખત.
સરખાં–જેવાં.
લગાર=જરા.
હોડ–મૂર્ખ, અભણ.
વલે=હાલ, દશા.

નકામા=કામવગર.
પસ્તાવો=અફસોસ.
લાગલું–દરરોજ.
ફેરવીને–બદલીને.

**પાઠ ૪ થો.**

વગડાઉ–જંગલી, વગડામાં રહેનારી.
ડાંસ=મચ્છર.
ટૂંકા=નાના.
ધાર–કોર.
જબરૂ–જોરાવર.
જોરાવર–બળવાન.
પૂરીપડે=પહોંચી શકે.

**પાઠ ૫ મો.**

સ્વભાવ=મિજાજ.
રાજકુંવર–રાજાનો દીકરો.
શિક્ષા=સજા.
અણસમજુ–સમજણુજણુ વગરનો.
સાર–માલ, ફળ.
દંડ–સજા, હાલ પૈસા લેવાના સજાના અર્થમાં વપરાય છે.

સજા–શિક્ષા.
વડાઈ=મોટાઈ.
યાદરાખવું–સંભારી રાખવું, સરત રાખવું.
ગરીબ=નિર્ધન.
ફર્યાદ–અરજ, રાવ.
બંદીખાને=કેદખાને.
માફકરવું=શિક્ષા કર્યા વગર જવા દેવું.
કચેરી–દરબાર, કોર્ટ.
ઘટેતેવી=જોઈએ તેવી.

**પાઠ ૭ મો.**

દેશ=મુલક.
ચાલ–રીવાજ.
રીતભાત–ચાલચલગત.
પહેરવેશ–પોશાક, લુગડાં પહેરવાની રીત.
મારવાડી=મારવાડના રહેવાશી.
સૂરવાળ–ચોરણો.
ઘૂમટો–લાજ.
દક્ષિણી=દક્ષિણના રહેવાશી.
સાહેબલોક–અંગ્રેજ લોક

કોઠી—ખાવાનું ભરાવીને જમવાના સોયા.
ઘાટ=આકાર.
ઉગસી—સીધી.
ગોરી—ભૂરી, ધોળી.

**પાઠ ૮ મો.**

કણુ—દાણા.
સંઘાત=સાથ.
સુકાળ—સારો વખત. સોંઘવારી.
અચરજ—નવાઈ.
સંઘરવું—એકઠું કરી રાખવું.
દુકાળ—નઠારો વખત, મોંઘવારી, અનાજ બહુ મોંઘું વેચાય તેવો વખત.
પ્રધાન—વઝીર.
ગંજીઓ—ઘાસના મોટા ગોઠવેલા ઢગલા.
રૈયત=લોક.
કોઠાર=અનાજના ભંડાર
ચાપડો=પડ.
ચંદી=ઘોડાને ખાવાના દાણા.
હેરાન=દુઃખી.
ખાણુ=દાણા ભરી મૂક-

॥ ખાડો.
ડહાપણુ—સમજણ.
વસે=રહે.
સંપે—હળીમળીને રહે.
સદા=હમેશાં.

**પાઠ ૯ મો.**

વડવાઈ=વડની લટકતી મૂળીઓ.
અસલ—પ્રથમનું, આગળનું.
કાબર=એક જાતનું પક્ષી
આરામ—વિસામો.
છાંયડો—છાંયો.
ઘટા—ઘાડો છાંયો.
ટેટા—વડનું ફળ.
ઈમારત—ઘર.
લગણુ—સુધી.

**પાઠ ૧૦ મો.**

ડંખ—ચટકો.
વિખ—ઝેર.
ચીપીઆ—પકડવાના બે પાંખીયાં
ચાંદી=ફોલ્લો.
આંકડો=ઝેરી કાંટો.
કપાએલું—વઢાએલું.
ચુસવું=ચુસી લેવું.
સૂજેલું—સૂણેલું.
પીળાશપર—થોડો પીળો

ટાઢક=ઠંડક.
ઈજા—દુઃખ.
અવગુણુ—નુકશાન.
ફિકર—ચિંતા.

**પાઠ ૧૧ મો.**

વિલાયત—સાહેબ લોકનો દેશ.
ખબરદાર—હોંશિયાર.
કજીઆ—કંકાસ.
ઢોર—પશુ.
ગાંડી—ઘેલી.

**પાઠ ૧૨ મો.**

અનાજ—દાણા.
પાંજરૂં=પંખીને રાખવાનું ઘર.
અર્થ—સાર, મતલબ.
મરજી—ખુશી.

**પાઠ ૧૪ મો**

વચન=બોલ.
માન—આવકાર.
આવકાર=માન.
ઠગાઈ—લુચ્ચાઈ.
અસર=લાગણી.
નવાઈ—અચરજ.
નીવડવું=થવું.
ભુંડું—ખરાબ.
સોબત તેવી અસર=જેવી સંગત તેવા તેના-

માં ગુણ આવે.

**પાઠ ૧૫ મો.**

તન=શરીર.
અંતકાળ–મરવાનો વખત.
પુંજી–ધન.
લાલચ–લોભ.
નીપજ–પેદાશ.
પામીએ=મળીએ.
ઉપજ્યો–પેદાથયો.

**પાઠ ૧૬ મો.**

પેદાકર્યાં=બનાવ્યાં.
કૃપાળુ–દયાળુ.
બનાવ્યું=કર્યું.
ભલાં–સારાં.
કોપશે=ગુસ્સે થસે, રીસે બળસે.
જાળવે છે=સાચવે છે.
રખવાળા–સાચવણ્યુ સંભાળ.

**પાઠ ૧૭ મો.**

જથો–એક સાથે, પાસે પાસે.
હારબંધ–એક પછી એક
જનાવર=પ્રાણી.
જવલે–કોઇક.
કોટ–કિલ્લા.
અડચણ=હરકત.
રાહજ=થોડી મહેનતે. ઝટ.
કસબો–શહેરથી નાનું ગામ.

**પાઠ ૧૮ મો.**

આકાર=ઘાટ.
ખખાડો–અવાજ.
માલુમપડવું=ખબર પડવી.
ઇંદ્રિયો–શરીરના ભાગ. જેકે આંખ, નાક, કાન જીભ ને ચામડી.
વાસ=સોડમ.
લીસી–સુંવાળી.

**પાઠ ૧૯ મો.**

આંગણું–ચોક.
ચોખું–સાફ.
કોહાણું–કોહી ગએલું, સડેલું.
રળીઆમણું–શોભીતું.
ગંદવાડ–ગંદકી.
જીવજંતુ–નાનાં જીવડાં.
એઠવાડ=એંઠું.
ગંદા–મેલા.
ખરાબથાય–બગડે.
ગંધ–નઠારીવાસ.
શીખામણ–સમજણ.
ઘટેછે–જોઇએ છે.
ભાજીપાલો–શાકપાંદડું.

**પાઠ ૨૦ મો.**

સુંવાળી=લીસા.
નક્કર–પોલા નહીં તે.
મજલ=ખેપ, પંથ.
ખોંખારેછે–હણહણે છે.
નાળ=જોડાને તળે કે ઘોડાને પગે વાંકી લોઢાની ચીપો જડે છે તે.
બરાડેછે–ચારડે છે.
નિર્દય–દયા વગરના.
ફલગો–ફાળો.
બોજો–ભાર.
ચાકરી–બરદાશ.
માયા=હેત.
ચાહે–ઇચ્છે.

**પાઠ ૨૨ મો.**

કાતરા–આમલીનું ફળ.
સંગીન–મજબૂત.
ચીકણું–ઝટ ભાગે નહીં તેવું.
ચોખંડા–ચાર ખુણા વાળાં.
વટેમાર્ગુ–રસ્તે જનાર.
કચુકા–ચિચોડા.
ફોરૂં=વરસાદનું ટીપું.
ધદા–ધાડા ઝાંયો.
ગોળા–લાડવા.

### પાઠ ૨૪ મો.

આરસુ—દર્પણ., આરસી.
ભમર—આંખના પોપચા ઉપરના વાળ, નેણ.
છાજલી=છજું.
રતાંધળો—દીવસે દેખે ને રાતે ન દેખે તે.
ખાળવું—રોકવું.
સારેછે—કરેછે.
પોપચું—આંખનું ઢાંકણું.
રજ—ધુળ, રજકણ.
પાંપણ—પોપચાને છેડે વળગેલા વાળ.
જતન—રક્ષણ.
પાડ—ઉપકાર.

### પાઠ ૨૫ મો.

બળતણ—બાળવાનાં લાકડાં. સરપણ.
ભટકતાં—લબડતાં, ટીંગાતાં.
કહેવત=ઉખાણા, ઓઠું.
ભાખરી=રોટલી.
કુંભાર—માટીનાં વાસણ કરનાર.
ઘાટ—આકાર.
કાંતવું=રૂના તાર કરવા.
વણવું—લુગડું બનાવવું.
તૈયાર—હાજર,
ચાકરી વિના ભાખરી નહીં=ધંધો કર્યા વિના રોટલો મળે નહીં.

### પાઠ ૨૮ મો.

દેશાઈ—જમીનદાર.
દાખલા—ઉદાહરણ.
ગમ્યો—ઠીક લાગ્યો, પસંદ પડ્યો.
ઉડયાં=થયાં, નીકળ્યાં, નીવડયાં.
ચપ્પુ—છરી.
છૈયાં—છોકરાં.

### પાઠ ૨૯ મો.

સાચાબોલું=ખરૂં બોલનારૂં.
ગભરાવું—અકળાવું.
ધીરજ—હીમત.
ખીજ્યા—ગુસ્સે થયા.
ચાંપીને=દાબીને.
વાંક=ગુન્હો.
અજાણતાં=જાણબહાર.

### પાઠ ૩૧ મો.

કાતરવું—કાપી લેવું.
ધાબળીઓ—કામળીઓ.
કામળો—ઓઢો, ઉનનું જાડું લુગડું.
ભરવાડ—ઘેટાં રાખનાર.
ખબર—માલમ.
નીમાળા—વાળ.
બીચારાં—બાપડાં.
ખરે—નક્કી.

### પાઠ ૩૨ મો.

ઝરવું—ટપકવું, નીકળવું, ઝમવું.
લીંબોળીઓ=લીંમડાનું ફળ.
રોગ=દરદ, વ્યાધિ, ગંવાડ.
રળીઆમણું—શોભિતું.
ઉગતા—મોટા થતા.

### પાઠ ૩૩ મો.

ધાન્ય—દાણા.
ડુંડું—કણસલું.
પૈસાદાર—પૈસાવાળા.
બાજરીયું—બાજરીનું ડુંડું.
કડબ—જાર, બાજરીના સાંઠા.
પૂળા—કડબની નાની બારીઓ.
સાંઠા—રાડાં.
મસળે—ચોળે., પીલે.

### પાઠ ૩૫ મો.

ધરતી—જમીન.
કિલ્લા—કોટ.
નાળાં—વહેળા, નાની નદી



મરડીઆ—એક જાતના કાંકરા.
પહાડ—ડુંગર.
નદી—મીઠા પાણીનો પ્રવાહ.
એકાએક—એકદમ, ઝટ.

**પાઠ ૩૬ મો.**

રાન—જંગલ, ઝાડી.
અનેક—ઘણા.
પદાર્થ—વસ્તુ, જણસ, ચીજ.
હીરા—એક જાતનો ચળકતો કીમતી પદાર્થ.
માણેક—જવાહીર.
જામફળ—જમરૂખ.
જાંબુ—જાંબુડાં.
વન—ઘણાં ઝાડની ઝાડી.
ધાતુ—સોનું, રૂપું, કલઈ, સીસું, તાંબુ, જસત, લોઢું એ સાત વસ્તુઓ ધાતુ કહેવાય છે.
પાળીઓ—છરી.
કાજે--માટે.
જગત--દુનિયા.

**પાઠ ૩૭ મો.**

સેવા--ચાકરી, બરદાસ.
જંપવું--નિરાંતે બેસવું.
દાઝ--અંતરની લાગણી
હેત--પ્રીત.
જન્મ થયો=અવતાર થયો.
ઉછેરતાં--મોટાં કરતાં.
નીપજે--થાય.
વેદના--દુઃખ.
માથે ચડાવવું--માનવું હા પાડવી, પાળવું.
વહાલ--હેત.

**પાઠ ૩૮ મો.**

શૂળ--બાવળનો કાંટો.
ફુમતું--છોગુ.
નાયડી--પઇડાની વચેનું ગોળ લાકડું, જેની અંદર ધરી આવે છે.
આરા--નાયડીમાં આરપાર નાખેલાં લાકડાં.
પૂઠીઆં--પઇડાને ચારે તરફ ફરતા ગોળાકાર લાકડાના કડકા.
તુરાશ--તુરૂ.
કુંડ--ચામડાં પકવવાની જગા.
ઉતરડવું--ઉકેલી લેવું.
ઓળા--પકવ્યા વગરનાં ચામડાં.
ગરીબ--પૈસા વગરના.
સાફ--ચોખ્ખાં.

**પાઠ ૪૦ મો.**

શેખશલ્લી--મજુરનું નામ.
તુરંગ--વિચાર.
બહોળા--ઘણા.
ધૂણાવવું--હલાવવું.
માલિક--ધણી.
ઘાડવો--ઘડો.
વપાર--રોજગાર.
ચૌટું--બજાર.
કમાઇશ--પેદા કરીશ.
મજુરી--મહેનત.
મારૂં તો આખું ઘર ભાગ્યું--મનમાં ઘર માંડવાની જે ગોઠવણ કરી રાખી હતી તે ભાગી પડી!

**પાઠ ૪૧ મો**

ચણતર--ચણવાનું કામ.
માળો લેવું--મોભ નાખીને ઉપર વળીઓ જડી વાંસ સરકી લેવાં.
ઓસરી--રવેશી પરશાળની આગળનો ભાગ.
સાટું--બોલી, કરાર.
હાટડાં--તાકાં.
ભોંયરૂં--ભોંયમાં કરેલું ઘર.

ઝીવરાવવું--છો હેવરાવવી
પળીઓ—સાગના સોટા.
કાથો—નાળીએરની ચોટલી, દોરી.
ટાંકુ-ભોંયમાં પાણી ભરી રાખવાની મોટી છોબંધ કુંડીઓ.
રળીઆમણું-સોભિતું.

**પાઠ ૪૨ મો.**

બિરાજવું-શોભવું
મજાગરાં-અરડવાં
છજું--બારી કે રવેશીના આગળના ભાગમાં કરેલો કઠેરો.
ચોરસાં-ચોખંડી ઇંટો કે પથ્થર
પાટડા-બારવટીઆ
સાગ-સાગનું લાકડું
ઝીલાણું-ઝીવરાવવું
લુહાર-લોઢું ઘડનાર
મણા-કસર, ખામી
છીંડી-પછીતે જે ખુલ્લી જગા રાખવામાં આવે છે તે
આગાસી-ઉનવેલું.

**પાઠ ૪૩ મો.**

સજડ-મજબૂત હાલે નહિં તે
ડાચું-જડબું, મોઢું
ઘુરકવું-ઘોંઘાટવું
દાઢ-બેવડા દાંત.
વાચા-બોલવાની શક્તિ
નરસી-નઠારી
હુડસો-નાચલો
ટેકોદેછે-મદદ કરે છે
સાદ-અવાજ

**પાઠ ૪૫ મો.**

ખીજવું-ચીડવું-
છેલ્લાદ-વરણાગી
પગરખી-જોડી
અડફટ-અથડાઇને ઝપટ
પછડાઇને-ટીચાઇને
અટવાઇને-ચાંટી ખાઇને
અગથી-નકામી

**પાઠ ૪૬ મો.**

અદેખાં-ખારીલાં, બીજાનું સારૂ જોઇને ખમાય નહીં તે
અવતરવું-જનમવું
ખારીલાં-અદેખાં
કુરકુરીઆં-કુતરાનાં નાનાં બચ્ચાં
બોટીલાં-કુરકુરીઆં
આડા-અવળે રસ્તે ચાલનાર
ઘુરકવા-ગુસ્સાથી જોવું

**પાઠ ૪૭ મો.**

ખીલવું-ફુલવું
અંગ-ભાગ

**પાઠ ૪૮ મો.**

લાગલાગટ-દરરોજ
ખસાખસ-અફીણનાં બી
ફણગો-કાંટો, કુંડુ
હળીયો-બાયો
સીંચીએ-રેડીએ

**પાઠ ૪૯ મો.**

વેહેળો-વહેતો ઝરો, નાની નદી
ઉપકાર-ગુણપાડ
બદલો-સાટુ
ઝાંપ-જાળ
તેડે-કિનારે
ચટકો-ડંખ
આબરૂ-ઇજત
ગુણ-ઉપકાર
લાગઆવે-વખત આવે

**પાઠ ૫૦ મો.**

ક્યારડા-ડાંગર પાકે છે ખેતર
પરાળ-ડાંગરનું ઘાસ
છાલાં-છોડાં, ફોતરાં
તરૂ-ધરૂ
લીલાછમ-લીલા

પાઠ. ૫૧ મો.
માંજરી=ભૂરી.
ધીઆળુ=ધીવાળુ.
તરાપ–થેકડો, ફાળ
તીણું=ઝીણું.
લુખું–ઘીવગરનું.

પાઠ. ૫૨ મો.
બીકણ=બીએ એવો ડ
રકણ.
ગોડમાં=પડખામાં.

પાઠ. ૫૩ મો.
દરિયો–સમુદ્ર.
રાશ=મીઠાના મોટા ઢ-
ગલા.
અગર=મીઠું પાકેછે તે
જગા.
અગરિયો–મીઠું પકવ-
નાર.
ક્યારા–ક્યારડા.
ફાસ્દરડવું=એઘું કરવું.

પાઠ. ૫૪ મો.
મેલવું=મૂકવું.
ભણીગણી–શીખી, હોં-
શિયાર થઇ.

પાઠ. ૫૫ મો.
જંગાલ=તાંબાનો કાટ.
જસત } ધાતુ છે.
સીસું }

કાટ=મેલ.
નરી–એકલી.
જવલ્લે=ભાગ્યે, કવચિત

પાઠ. ૫૭ મો.
ગદિયાણો=અરધા રૂ-
પિયા ભાર.
ઓગળવું–પીગળવું, ર-
સ કરવો.
વરક=ધાતુનાં બહુજ પા
તળાં પતરાં.
તાવ–કાગળ.
તાર=ઝીણા તાંતણા.
આંચ=ગરમી.

પાઠ. ૫૮ મો.
અચંબો=નવાઇ.
છેડવું=દુઃખ દેવું.
નબળા=બળવગરના.

પાઠ. ૫૯ મો.
ટીખળી–અટકચાળાં,
તોફાની.
અટકચાળાં–અળવીત-
રાં.
અડપલાં–અટકચાળાં.
નિરાંત=શાંતિ, જંપવું.
ગલોફાં=ગાલ.

પાઠ. ૬૦ મો.
ચંડાળ–પાપી માણસ.
ઇન્સાફ=ન્યાય.

દશા=હાલત.
શાહેદ–સાક્ષી.
ગળેપડું=આફ્રી પડનાર.

પાઠ. ૬૧ મો.
વેળા=વખત.
અજવાળીયું=પંદર દિવસ
પખવાડીયું=પંદર દિવસ

પાઠ. ૬૩ મો.
વા=પવન.
બફારો=ધામ.
વીંજણો=પંખો.
વાયરો=પવન.
પવન=વા

પાઠ. ૬૪ મો.
લહેરો=મોજાં, પાણીમાં
કુંડાળાં થાયછે તે
ધ્રૂજતું–હાલતું.
જુક્તિ–કળા.
ઇશારત=નિશાની.
ગતિ–વેગ.
પ્રવાહી=જેનો રેલો ચા-
લે તેવો પદાર્થ, જેમ
પાણી દૂધ વિગેરે.
નાદ=અવાજ.
સાદ=અવાજ.
મુંગાં–બોલી શકે નહીં
ઉપરાઉપરી–એકપછી
[illegible]ીયો ૬

પાઠ. ૬૫ મો.

ટાટ—શણનાં કપડાં, જાડાં લુગડાં, ગુણપાટ.
સાહેબખાની=ઘણા સારા કાગળ.
કાગદી=કાગળ વેચનાર.
દસ્તા—૨૪ કાગળ.
ડાર્વીદેવું=એક રસ કરવા.
તાવ—કાગળ.
કરકરા—ખરબચડા.
સફેદ=ધોળા.

પાઠ. ૬૬ મો.

મૂર્ખાઇ=બેવકુફાઇ.
દિસાવર=પરદેશ, બીજો મુલક.
ઝળઝળીયાં—આંસુ.
અભણ=ભણેલો નહીં તે.
મથાળે—માથે ઉપર.
કાળ—ધાસ્કો.
ઠોઠમોઠ—અભણ, મુર્ખ
નામું=હિસાબ.
માઠી—ખોટી, ખરાબ.
પસ્તાવો—અફસોસ, વિમાસવું.
લાજીમરવું—શરમાવું.

પાઠ. ૬૮ મો.

વેતરૂં=મજુરી.
આળોટવું—લોટવું.
અમીર=મોટા માણસ.
ધીરજ—સબુરી, હીંમત.

પાઠ. ૬૯ મો.

દહેલું=તળેલો.
ન્યાલ—રાજી.
ભેદ—મર્મ.

પાઠ. ૭૦ મો.

રેશમ—હીર.
શેતુર=એક જાતનું ઝાડ.
પતંગીયું=ફુદું.
તાંતણો—દોરો.
કોશેટો=ખારેક જેવડી લાંબી દડી રેશમના કીડા કરેછે તે.
ખદખદવું—ઉકળવું.
હીરાગળ—રેશમી.
મુગટા=અબોટીયાં.
ગજીઆણી—એક જાતનું રેશમનું લુગડું.
મશરૂ=સૂતર અને રેશમથી વણેલું એક જાતનું કપડું.

પાઠ. ૭૧ મો.

મચ્છર—ડાંસ.
આખલો—સાંઢીયો.
માતેલો—બહુ જબરો.
સાંઢ—આખલો.
તોબા—કાયર.
અહંકાર—અભિમાન.
નબળો—બળવગરનો.
આંટો—ફેરો.
તુચ્છ—હલકો.
ધરાઈને=પેટ ભરીને.

પાઠ. ૬૨ મો.

કરોળીઆ=જાળ બાંધનાર જીવડું.
જીતવું= જય મેળવવો
જાળુ=કરોળીઆ જાળ બાંધેછે તે.
શેરને માથે સવાશેર હોય—એક કરતાં બીજો ચડીઆતો.
અટવાતો—ભરાતો, ગુંચવાતો.
કેવળ—બીલકુલ.

પાઠ. ૭૩ મો.

કોમળ—નાજુક.
રમુજી—ગમતી.
ચંચળ—ચાલાક.
પાપ=નઠારૂં કામ, અપરાધ.
છેતરવું—ઠગવું.
સંતાડવું=છુપાવવું.
દડીઓ—પડીઓ.
ચૂકવવું—ભૂલવવું.

કરડી—આકરી, ગુસ્સાવાળી.
ડીલઅગડયું=માંદો પડયો

પાઠ. ૭૫ મો.

ઘડી—દિવસનો ૬૦ મો ભાગ.
કોષ્ટક—ઘાત.
વેહ—કાણું.

પાઠ. ૭૬ મો.

મોહોર—૧૫ રૂપિયાની કિમતનો સોનાનો સીક્કો.
કગળ—તોરો.
પાલવ—કસબી છેડો.
વેઢ—વીંટી.
કંદોરો—કેડે પહેરવાનું ઘરેણું.
ભારે—મોંઘી.
તાલેવર=પૈસાદાર.

પાઠ. ૭૭ મો.

નાખુશ—નારાજ, ખુશી નહીં તે.
ટટાર—સીધી.
પોતીકા—પોતાના.
ભેમ—તરફ, બાજુ.
સાન—ભાન.

પાઠ. ૭૮ મો.

વાચા=બોલવાનીશક્તિ
ભાન—સમજણ, ખબર.

પાઠ. ૭૯ મો.

કાંચળી—કાપડું.
પીએર—બાપનું ઘર.
મોસાળ=માનું પીએર.

પાઠ. ૮૧ મો.

ટપકાં—ટીપાં.
ઝમવું—ઝરવું.
કરા—પાણીના ઠરીને બંધાએલા ગાંગડા.
ઠીબ—ઠીકરૂં, કલેડું.
ધૂમસ—ધૂમર.
બરફ—પાણીનાં ઠરીને બંધાએલાં ચોસલાં.
રૂપ—ઘાટ.
ઠાર—બહુ ટાઢ, હીમ.

પાઠ. ૮૨ મો.

મધ્યમ—સાધારણ.
પુષ્કળ—ઘણું.
થેલી—કોથળી.
પ્રસરે=ફેલાય.

પાઠ. ૮૩ મો.

સિંહ—એક જાતનું ફાડી ખાનાર શિકારી જનાવર.
જીવદાન—જીવ આપવો મોતમાંથી ઉગરવું.
મહારાજ—મોટા રાજા
કાલાવાલા--કરગરવું.
સામર્થ્ય--જોર.

પાઠ. ૮૪ મો.

હાજર--તૈયાર.
તરણું--તરખલું.
બજાવશે--કરશે.
દાસ--ચાકર.
ફાંફાં--ગોથાં.
બદલો--સાટું, ઉપકાર.
પ્રસંગ--વખત.

પાઠ. ૮૫ મો.

રેસા--તાંતણા.
સુતળી--શણની દોરી.
ટાટપટી--શણનું જાડું કપડું, ટાટ, ગૂણપાટ.
માણસપૂર--માણસ જેવડા ઉંચા.

પાઠ. ૮૬ મો.

વાઢ--શેરડી વાવેલું ખેતર
બોલ--બખોલ.
ખંડેર--વસ્તી વગરની ઉજડ જગા.

પાઠ. ૮૭ મો.

લોભીઓ--પૈસાનો યારી
જમણવાર--જમવાનું.
પડપૂછ--પૂછગાછ.
લાભ--નફો.
વસતા--રહેતા.

પાઠ. ૮૮ મો.
ધુતારા--ઠગ.
નાદાન--મુર્ખ.
આદમી--માણસ.

પાઠ. ૮૯ મો.
વાલાણ--બીડીની દોરી.
ફૂર--તફાવત.
ટકાઉ--મજબુત.

પાઠ. ૯૦ મો.
ખુંધ--ટેકો.
રેતાળ--રેતીવાળો
સંદેશા--ખબર,સમાચાર
મુસાફરી--પરદેશમાંફરવું
રણ--રેતીનુંમેદાન
પાટણ--ગુજરાત
સાંઢણી--ઉંટડી
તરેહવાર--નવાઈજેવું

પાઠ૯૧મો
સુરણ. રતાળુ. શકરીયાં. બટાટા. } જુદાં જુદાં કંદના નામ છે.
કંદ--ભોંયમાં થાય છે તે
તળવું=તેલમાં શેકવું.
ચાળવી=સદીયાં, પત્રવેલીયાં.
સ્વાદ લાગે--સાર લાગે.
વનસ્પતિ--ઝાડપાલો

પાઠ. ૯૨ મો.
સેકટા=સરગવો.
અગથીયો--ચકલી ફુલનું ઝાડ
કુમળી=નાજુક.

પાઠ. ૯૩ મો.
વહાણ--મોટી હોડી.
પાર--કાંઠો, કિનારો,
સઢ--હોડીમાં મોટી ચાદરો જેવાં લુગડાં બાંધે છે તે.
મછવો=હોડી.
સીધું--ખાવાનું અનાજ.
માછી=વહાણ ચલાવનાર.
હંકારવું--ચલાવવું.
હલેસાં--હોડી ચલાવવાના ચાટવા.
તોપ=મોટી બંદુક.

પાઠ. ૯૪ મો.
બિહામણી--બીક લાગે એવી.
મખમાખ--મધ બનાવનારી માખ.
રાની=વગડાઉ.
જોતજોતામાં=થોડી વારમાં.

પાઠ. ૯૫ મો.
ભચરડી--કચડી.
માણસપર આવેછે--માણસને મારવા આવેછે
છેડશે--પજવશે, હરકત કરશે.

પાઠ. ૯૬ મો.
હલકી--સોંઘી.
મેળવણી--ભેગ,
કંસારા--તાંબા પીતળનાં વાસણ ઘડનાર.
કલાઇઘડા--કલઇના ઘડા
ભેગ--મેલવણી.
નરી--એકલી.

પાઠ. ૯૭ મો.
ગોળીઓ--સીસાની નાની લખોટીઓ.
છરા--સીસાની નાની ગોળીઓ.
કાંતાલોઢું--ચીનાઈ પતરાં કલઈ ચઢાવેલાં લોઢાનાં પતરાં.
પીતળ--તાંબુને જસતની મેલવણીથી થાય છે.
કાંસુ--તાંબુને કલઈની મેલવણીથી થાય છે,

પાઠ. ૯૮ મો.
મોસમ--રત (શિયાળો

ઉનાળો, ચોમાસું)
આંબગાળો--કેરીઓનો
વખત.
ટેટી--સાકરટેટી.
ટૌકા-- બોલવું.
ડૂપળ--ટીશી.
મોર--ફુલ.
કલ્લોલ--આનંદ.
રાગ્મેણુ--રાયાગ્ુાં.
બપૈયો--પ્રામ.

પાઠ. ૯૯ મો.

ઘનઘોર--બહુજ અંધારૂ
ચમકારા--ઝબકારા.
ગર્જના--વરસાદનું ગાજ
વું, ધરધડાટ.
પૂર--રેલ; નદીમાં બહુ
પાણી આવે છે તે.
દુકાળ-કાળું અનાજ ન
પાકે તેવો વખત.
કડાકા-મોટા અવાજ.
કાટકા-બહુ મોટો બીહ
મણો અવાજ.
હેલી-ઘણા દિવસ સુધી
લાગટ વરસાદ આવે તે
તર-તાજી.
મણુ-ખામી

પાઠ. ૧૦૦ મો.

હિમ-બહુજ ટાઢ

સગડી-તાપવા સારૂ જે-
માં દેવતા પાડેછે તે
ઠુંઠવાવું-ટાઢથી ઠરી જવું
તેજાનો-ગરમ મશાલો

પાઠ. ૧૦૧ મો.

દુશ્મન-વેરી, શત્રુ
સુંઢ-નાક
અટપટી-છૂટે નહીં તેવી

પાઠ. ૧૦૨ મો.

છત- મળતર
ધોતર-કઠોળના પાંદડાં
અને શીંગોનાં ફોતરાં-
નો ભૂકો
લોંદો-લચકો
કસાણવું-મસળવું,ગુંદવું
પણો-ઝીણી રેતી
અલગ-જુદું

પાઠ. ૧૦૩ મો.

કોલ-ચુના કે માટીનો
ગારો

પાઠ. ૧૦૪ થો.

ખલાસી-ખારવા
કામડાં-વાંસના ખપાટી-
યાં
મોતીયાં-કનેરી
પકવાસો-લાંબી પાતળી
સીપો
વાસોટીયાં-લાકડા

કરાંઇ-લાકડાં
સરડવું-બાંધવું
લગ-ગે

પાઠ. ૧૦૫ મો.

ઓજાર-હથિયાર
કહોડ-ઘડવા બેસવાની
જગા
ગજવેલ-ખરૂં લોઢું, પો-
લાદ ફરાંસી
એરણ-જેના ઉપર સોની
લુહાર વગેરે હથોડાથી
ઘડે છે તે
ધમણ-પવન ફુંકવાનો
ચામડાનો સંચો

પાઠ. ૧૦૬

ઠેઠ-ટોચે, મથાળે
નિરાશ-આશા વગરનો
સાંકડો-થોડો પહોળો
વસમો-અઘરો
ચાંલ્લા-મુશ્કેલી
ગબડવું-ગબડી પડવું ઢ
ળી પડવું
નિકાલ-છૂટકો, તોડ
અડોઅડ-પાસેપાસે

પાઠ. ૧૦૭ મો.

તમાશો-ખેલ
ચતુરાઈ-હોંશિયારી
વખાણવું-શાબાશી આ

પણી
રૂડ-જમત
રંગછે-શાબાસછે

પાઠ. ૧૦૮ મો.

ઝીંડવાં-કપાસનાં કાડવાં
ચરખા-કપાસ પીલવા ના સંચો
સુતરાઉ-સુતરનાં
ભાત-મોજ
માદરપાટ-જાડી
રેંટીઆ-કાતવાનેસંચો
ખાદી-જાડું લુગડું
જગનાથા-એક જાતનું ઝીણું લુગડું

પાઠ. ૧૦૯ મો.

બિંબ-તેજવાળો આકાર
લાલાશ-રતાશ
ગાઉ-કોશ

પાઠ. ૧૧૦ મો.

ચંદ્રમા-ચાંદો, ચંદ્ર
અજવાળીઓ-ઓળાયો
દર્પણ-આરસી
પૂનમ-અજવાળીયાનો છેલ્લો દિવસ

પાઠ. ૧૧૧ મો.

ઘડીઆળ-વખત જાણવાનું યંત્ર
કલાક-દિવસનો૨૪મોભાગ
અવર-કલાક
મધરાત-અરધીરાત
મિનિટ-કલાકનો ૬૦ મો ભાગ

પાઠ ૧૧૨ મો.

આભલાં-વાદળાં.
જલદ-ઉતાવળુ ચાલનારૂ
ફાળ-બીક, ધાસ્કો.
ગ્રહ-સૂર્યની આસપાસ ફરનાર આકાસી પદાર્થ, જેમ કે મંગળ, બુધ, પૃથ્વી વગેરે.
અજ્ઞાની-અણસમજુ,
સેંકડો-સો

પાઠ ૧૧૩ મો

ગગન-આકાશ
ગરમી-તાપ

પાઠ ૧૧૪ મો

મેહ-વરસાદ
કૃપા-મહેરબાની

પાઠ ૧૧૬ મો

શ્વાસ-દમ
નાડી-ધોરીનસ, નાડ
મુડદુ-જીવ વગરનું ખોળીઉં

પાઠ ૧૧૮ મો.

પ્રાણી-જેનામાં જીવ છે ને અહીંથી તહીં ફરી શકે છે તે
સુદ્ધાં-બધાં

પાઠ ૧૧૯ મો

મોગરો, ચમેલી -ફુલનાં નામ
સુગંધી-સારીવાસ
સોરભ-ગંધ, વાસ
ગળપણ-ગળ્યું
ખારાશ-ખારૂં
સાધારણ-મધ્યમ
પુરૂષ-નર
ઠગાઇ-દગલબાજી
લુચ્ચાઇ-ઢોંગાઈ
ભલમનસાઇ-ભલપણ
ગુણ-લક્ષણ

પાઠ ૧૨૦ મો

રસાળવું-રઝળવું, રખડવું, રમવું.
વાણોતર-ગુમાસ્તો
ઉઘરાણી-લેણા પૈસા માગવા
પીતાંબર-અબોટીઉં
નુકસાન-બગાડ
વેદના-દુઃખ, પીડા
કાપડીઆ-કાપડનો રોજગાર કરનાર
વાયદો-ઠરાવ
પુરૂકરતી-પેટ ભરતી

પાઠ ૧૨૧ મો

અબરખ—એક જાતનો ચળકતો પદાર્થ
મદારી--વાંદરાં રમાડનાર
લેખ્યું=ગણ કર્યું
મગન—રાજી

પાઠ ૧૨૨ મો

ગૃહસ્થ—પૈસાદાર
સમાલવા—સંભાળવા
બીધા—ડર્યા
વીલે--ઝાંખે
રજા આપી--કાઢી મૂક્યો

પાઠ ૧૨૩ મો

સ્વર—જેનો ઉચ્ચાર બીજાની સહાયતા વગર થાય છે તે અ, આ, વગેરે
વ્યંજન--જેનો ઉચ્ચાર સ્વરની સહાયતા વગર થતો નથી તે ક, ખ, વગેરે
જોડાક્ષર--જોડેલા અક્ષર
બારાખડી--પદ
તોતડા બોબડા, બોલતાં જેની જીભ ઝલાતી હોય તે
અતડું--નોંખુ જુદું, ખરાબ

પાઠ ૧૨૪ મો

ભાન--ખબર
ટેરવું--ટોચકું
અવાળુ--પેઢવાં
સ્પર્શ--અરધું
વાક્ય--એક અથવા વધારે શબ્દ આવીને પૂરો અર્થ સમજાય તે
બોલ--વેણ
સ્પષ્ટ--ચોખ્ખું

પાઠ ૧૨૫ મો

કાળજી--ચીવટ, ભાન
મુચરકો--કબુલત

પાઠ ૧૨૬ મો

મહાવરો--ટેવ
નિયમ--ધારો

પાઠ ૧૨૭ મો

લિપિ-લખવાના અક્ષર
સળંગ--આખો
ધોરણ--રસ્તો
ધર્મપુસ્તક--ધર્મની ચોપડીઓ
બાહમણી--બાળબોધ
મુળાક્ષર--મુળના અક્ષર
બોલી--ભાષા
અનુસ્વાર--અક્ષરને માથે મીંડુ કરવામાં આવે છે તે
જોડાક્ષર--જોડેલા અક્ષર



# ત્રીજી ચોપડીમાં આવેલી કવિતાની સમજુતી.

## પાઠ ૩ સદાચરણ.

| | | |
|---|---|---|
| જન=માણસ. | જગતમાં-દુનિયામાં | ઝટ. |
| જાણે-સમજે. | જન્મ-અવતાર. | ધરીને=લઇને. |
| સદાચરણ=સારીચાલ | સહેલ=વગર મહેનતે | પહેલ-પ્રથમ. |

૧ જે માણુસ આ દુનીઆમાં અવતાર લઇને પ્રથમથી સારી ચાલ ચાલે છે તે સેહેલથી સુખ પામે છે.

| | | |
|---|---|---|
| જાણીતાતો-પોતાને ખબર હોય તેવી. | મીઠી-મધુર, સારી. | કોપે-રીસકરે. |
| | વાણ-બોલ. | ડાહ્યા-સમજણો. |

૨ વળી પોતે જાણુ તો હોય તેવી વાતો કરે અને મીઠા બોલ બોલે ને બીજા ઉપર રીસ કરે નહીં તેને ડાહ્યો જાણુવો.

## પાઠ ૬ ઠો ગાળાગાળી વિષે.

| | | |
|---|---|---|
| ભુંડા=નઠારા. | ભોટીગાળો-નઠારી ગાળો. | જગ=દુનિયા. |
| ભુંડું-નઠારૂં. | | જશ-આબરૂ. |
| ભાખતા=બોલતા. | મુરખ=બેવકુફ. | |

૧ નઠારા માણુસો નઠારૂં બોલીને ખરાબ ગાળો ખાય છે. એવા મોટા બેવકુફની દુનિયામાંથી આબરૂ જાય છે.

ધણી-માણુસ. |

૨ જે માણુસ ભુંડું બોલે છે, તે ગાળો દે છે, અને ગાળો ખાય છે તેને બેવકુફ જાણુવો. અને તે બહુ દુઃખી થાય છે.

| | | |
|---|---|---|
| બાળક=છોકરો. | નર-ભાયડા. | બરૂ, ભાર, બોજ. |
| બાળકી=છોડી. | નાર=બાહડી. | |
| નક્કી-જરૂર. | તોલ-વક્કર, માપ, આ | |

૩ જે છોકરો કે છોડી જેવા બોલ બોલશે તેવી તેની આબરૂ ભાયડા અને બાઈડીઓમાં બંધાશે. મતલબ કે સારૂ બોલનારની આબરૂ વધે છે ને નઠારૂ બોલનારની આબરૂ ઘટે છે.

## પાઠ ૧૩ મો પોપટ વિષે કવિતા.

| | | |
|---|---|---|
| પાંજરૂ-પોપટને રહેવાનું ઘર. | બોલ=વચન, વેણ. | સર્વને-બધાને. |
| | સૂણતાં-સાંભળતાં. | ઉપજે=થાય. |
| મીઠાં=સારાં, મધુર! | મનમાં-ચિતમાં. | હરખ-આનંદ, |

૧ પોપટ પાંજરામાં બેઠો બેઠો મધુર વચન બોલે છે. તે સાંભળતાં બધાના મનમાં ઘણો આનંદ થાય છે.

| | | |
|---|---|---|
| અતોલ=ઘણો. | નમણું-નમેલું. | ધણીની=માલીકની. |
| કોટે-ગળે, ડોકે. | અંગે=શરીરે. | બાક=બીક, ધાક. |
| કાંઠલો-પટો, લોટો. | ધારે-રાખે, માને. | |

૨ તેની ડોકે કાળો પટો હોય છે, અને તેનું નમેલું રાતું નાક છે. તે શરીરે લીલા રંગનો છે, અને તે પોતાના ધણીની બીક રાખે છે.

| | | |
|---|---|---|
| હેત-વહાલ, પ્રીત. | પ્રીતથી=હેતથી. | પાળે-રાખે. |
| અથાગ-ઘણું. | કોય-કોઈ. | કાગ=કાગડો. |

૩ તે મીઠુ બોલે છે. તેથી માણસને તેના ઉપર ઘણું હેત આવે છે માટે પોપટને લોકો હેતથી પાળે છે. પણ કાગડાને કોઈ પાળતુ

નથી ટીપ--કાગડાને ન પાળવાનું કારણ એ કે તેનો રાગ સારો નથી.

## પાઠ ૨૦ ચોખ્ખાઈ વિષે કવિતા.

| | | |
|---|---|---|
| ચોખી-સાફ, મેલવગર. | ચીર=લુગડું | સુખી-સુખવાળું |
| ચીજો-વસ્તુઓ. | ચોક=આંગણું. | |

૧ બધી વસ્તુઓ સાફ રાખવી, લુગડાં પણ ચોખ્ખાં પહેરવાં ઘર અને આંગણું પણ સારૂ રાખવું, કેમકે ચોખ્ખાઇથી શરીર સુખી રહે છે.

| | | |
|---|---|---|
| મધપુડો-મધનો પુડો. | માપ=ભરત. | ખાપ=દરપણ, આરસી |
| રૂડો=સારો. | કધાકુચી-ખોડખાંપણ. | |
| રચે=બનાવે. | શુદ્ધ-ચોખી. | |

૨ માખી માપ રાખીને સારો મધપુડો બનાવે છે. તેમાં કાંઈ ખોડ ખાંપણ દેખાતી નથી. તે ખરેખરો ખાપ જેવો ચોખ્ખો જણાય છે.

| | | |
|---|---|---|
| ચિત્ત-મન. | રાજી=ખુશી. | વાન=રંગ ચહેરો. |
| માન-આવકાર. | વળે-સારો થાય. | સજ્જન=સારા માણસ. |

૩ ચોખ્ખાઈથી મન ખુશીમાં રહે છે, ને શરીરનો રંગ સારો થાય છે. ચોખા રહેવાથી ચાર સારા માણસમાં આવકાર મળે છે.

## પાઠ ૨૩ મો આમલી વિષે કવિતા.

| | |
|---|---|
| અક્કલ=બુદ્ધિ. | નિત્યપર=દરરોજ. |
| એક=એકજ | નેક-માપ,નિયમપ્રમાણે. |

૧ મારાને દીકરીનું નામ એકજ છે. તે મેં મારી બુદ્ધિથી

જાણ્યું, તેનુ હમેશાં ઘેર ઘેર નિયમ પ્રમાણે કામ પડે છે.

| | | |
|---|---|---|
| નમનીઠામ=ઠેકાણેની ઠે કાણેજ | ગામેગામ=તમામ ગામે | મહાલે=ભોગવે |
| | મોજ=શોખ | |
| નવ=નહિ | ઘણેરી=ઘણી | |

૨ મા તો એકને એક ઠેકાણે રહે છે ને એક તસુ પણ ચાલતો નથી. પણ દીકરી તો ગામે ગામ ઘણી શોખ ભોગવે છે.

| | | |
|---|---|---|
| માતા=મા | શાણા=ડાહ્યા | વિખ્યાત=પ્રખ્યાતજાણી તી |
| કેરો=નો | વિશ્વ=દુનિયા | |
| તાત=બાપ | વિષે=માં | |

૩ વળી તે દીકરીનો દીકરો (ચીચુડો) તેની માની માનો બાપ થાય છે, 'સામળકવિ કહે છે કે ડાહ્યા માણસો તમે સમજજો કે તે આ દુનિયામાં જાણીતી છે.

## પાઠ ૨૬ મો મહેનત વિષે કવિતા.

| | | |
|---|---|---|
| પીવા=પીવાનુપાણી | અંગ=શરીર | ભાતના રંગનાં લુગડાં. |
| ખાવા=ખાવાનુઅનાજ | રાતા પીળા રંગ=ભાત- | |

૧ પીવાનુ, ખાવાનું, અને શરીરે જુદા જુદા રંગનું પેહેરવા ઓઢવા જોઇએ તે મહેનત કરવાથી મળે છે.

| | | |
|---|---|---|
| ધરતી=જમીન | થોકેથોકે=ઢગલે ઢગલા. | ખાંતે=હોંશે |

૨ જમીનમાંથી અનાજના ઢગલે ઢગલા થાય છે. ખેડુ તો

હોંશથી જમીન ખેડીને વાવે નહિ. તો પછી શું ખાય.

| | | |
|---|---|---|
| ઇશ્વર=પરમેશ્વર | ઉપાય=ઈલાજ | લાકડાં |
| સૌ-બધા | બળતણ-બાળવાનાં | વિના-વગર |

૩ આપણને પરમેશ્વરે બધા ઉપાય આપ્યા છે, પણ બળતણ અને વાસણ વગર રાંધી શકાતુ નથી.

## પાઠ ૨૭ મો મહેનત વિષે કવિતા.

| | | |
|---|---|---|
| તૈયાર-હાજર | કોય-કોઇ | હાલવખત-હમણાંઆ-વખતે |
| કાં-અથવા | અર્થનું-કામનું | |

૧ તારા માટે તારા કામનું આ વખતે જે હોય તે તો તું તૈયાર કર અથવા તને કોઇ કરી આપે ( એમ કર. )

| | | |
|---|---|---|
| લટકતાં-લબડતાં, ટીંગાતાં | સરસ-સારો | |
| | શણગાર-પોશાક | |

૨ ઝાડે કાંઇ તૈયાર કરેલાં લુગડાં મળતાં નથી પણ જો કપાસ વાવે, કાંતે, અને વણે તોજ તેનો સારો પોશાક થાય. ( મતલબ કે પહેરવા જેવાં લૂગડાં થાય. )

| | | |
|---|---|---|
| પરઘેર-પારકેઘેર | બાખરી-રોટલી | રૂડીપેર-સારીરીતે |
| ચાકરી-મજુરી બરદાશ | પામે-મળે | |

૩ માટે પોતને ઘેર કે પારકે ઘેર રહીને જો મહેનત કરે તો મહેનત કરતાં સારી રીતે રોટલી મળે.

( મતલબ કે મેહેનતથી સુખની ચીજો મેળવી શકાય છે. )

## પાઠ ૩૦ મો સાચ વિષે કવિતા.

| | | |
|---|---|---|
| સહીએ—ખમીએ. | સર્વ—બધા. | સ્વર્ગમાં. |
| સંકટ=દુઃખ. | પરલોકમાં—દેવલોકમાં | દીનરાત—દહાડો રાત. |

૧ બધા પ્રકારનાં દુઃખ ખમીએ પણ સાચે સાચી વાત કહીએ તો આ લોકને દેવલોકમાં સુખ મળે અને રાત દિવસ સુખી રહીએ.

| | | |
|---|---|---|
| શુભ—સારૂ. | સદા=હમેશા. | કોડ—કરોડ. ઘણા. |

૨ સાચું બોલવું તે હમેશાં સારૂં છે, ને જુઠું બોલવાથી દુઃખ જણાય છે. કરોડો ઉપાય કરી જુઓ, પણ સાચું બોલવાથીજ સુખ થાય છે.

| | | |
|---|---|---|
| સરે=થાય. | હોડી—નાનું વહાણ. | |
| નક્કી=ખચીત. | સિંધુ—દરિયો. | |

૩ સાચું બોલવાથી હમેશાં [ આપણું કામ થાય છે. પણ જુઠું બોલવાથી ખચીત થતું નથી કાગળની હોડી કરી દરિયો ઉતરવા જઈશું તો ઉતરાશે નહિ.

મતલબ કે તેવીજ રીતે જુઠું બોલી આપણું કામ પાર પાડવા જઈશું તો પાર પડશે નહિ.

## પાઠ ૩૪ મો ધાન્ય વિષે કવિતા.

| | |
|---|---|
| તલસરા—તલનાં ડાંડાં | કંડાગ=શીંગમાં જે અનાજ થાય તે. |

| | | |
|---|---|---|
| ઉપજે—થાય<br>ચોમાસાના ચારમાં—ચો | માસાના ચાર મહિનામાં<br>બાજરીકે બાજરાનું ડુંડુ | ઉંબી—ઘઉંની ડુંડી |

૧ બાજરીના ડુંડામાંથી બાજરી, ને કણુસલાગાં જાર થાય છે. ઘઉં, ડાંગર, ને જવ એ ઉંબીમાં થાય છે.

૨ તલસરામાં તલ થાય છે અને શીંગોમાં ઘણી જાતનાં કઠોળ થાય છે, મગફળીના પોપટા થાય છે; ને શેરડીમાંથી સાકરને ગોળ થાય છે.

## પાઠ ૩૮ મો માબાપના ગુણ વિષે.

| | | |
|---|---|---|
| ડગમગ—ધ્રુજતો<br>ડગતો=સ્થિર રહેતો, ઠ-<br>રતો. | ખાજ—ખાવાનું<br>આપથી—પોતાનીમેળે<br>લેશ—લગાર | લાજ—શરમ |

૧ હું જ્યારે નાનો હતો, ત્યારે મારો પગ ડગતો નહિ, ને થર થર ધ્રુજતો હતો, અને મારી મેળે ખાવાનું ખાઇ શકતો નહિ. વળી પોતાની મેળે ઉઠી પણ શકતો નહિ, ને તે વખતે મને જરાએ શરમ નહોતી.

| | | |
|---|---|---|
| અવસર—વખત<br>વેઠીને—ખમીને | ઉપકાર—ગુણ પાડ<br>અમાપ—માપ નહીતે- | ઠલોપણો |

૨ એ વખતે માબાપે દયા લાવી પોતે દુઃખ વેઠી છોકરાંને સુખ આપ્યું ને સુખ વળ્યું છે.

| | | |
|---|---|---|
| સમે–વખતે<br>બરદાસ–ચાકરી | ઉમર–જીંદગી જીવતા-<br>સુધા | દાસ–ચાકર |

૩ કોઈ માણસ એવે વખતે બે ઘડી ચાકરી બરદાસ કરે તેટ તે જીવે ત્યાં સુધી તેનો ચાકર થઈને રહે તો પણ તેનો બદલો વળે નહિ.

## પાઠ ૪૩ મો ઘર વિષે કવિતા.

| | | |
|---|---|---|
| છજાં–બારીને રવેશીના<br>મેડા આગળ જે ક-<br>ઠેરો હોય તે<br>જાળીઆં–જાળીઓ<br>માળીઆં–મેડી<br>ખુબ–ચાખું | છાજે–શોભે<br>ઘડાં–પાણીઆરાની અં-<br>દર પાણી જવાને જે<br>નાની કુંડી કરે છે તે<br>ખાળ કુંડી<br>રુડાં–સારાં | બારણાં–કમાડ<br>રૂપાળાં–સારાં<br>દિસે–દેખાય<br>ચુનાળાં–ચુનાવાળાં<br>બીરાજે–શોભે |

૧ છજાં જાળીઓ ને મેડા ઘણા સારા શોભે છે. અને બારીનાં બારણાં ઘણાં સારાં શોભે છે. ખાળ કુંડીઓ રસોડાં ને પાણીઆરાં શોભિતાં છે તે ઇંટથી ચણેલાં ને ચુનાથી છાએલાં દેખાય છે.

| | | |
|---|---|---|
| તુટે–ભાગીજાય.<br>ખુટે=ખરચરહે.<br>ખેંચી–તાણી.<br>સુડા–પોપટ | નીર=પાણી.<br>ટાંકાં–પાણી ભરી રાખ-<br>વાની છાનખ જગા.<br>મીઠા=સારા | શુદ્ધ=ચોખા.<br>મેના=એક જાતનું પક્ષી.<br>રંગી–રંગેલી. |

૨ તુટે કે ખુટે નહિ એવાં પાણીનાં ટાંકાં બાંધ્યાં છે. તેમાંથી સાંકડો વાંકો વળી પાણી ખેંચીને પીએ છે.

પોપટ ને મેનાં સારાં મધુર વચન બોલે છે. જેનાં પાંજરાં રંગી ને પીતળથી જડેલાં છે.

| | | |
|---|---|---|
| બની—થઈ | બીછાવી—પાથરી. | ભલા—સારા. |
| બેઠકો—બેસવાની જગા. | ચિત્ર—છબી. | ગમે તેવી રીતે—પસંદ પ-ડે તેવી રીતે. |
| ગાલીચા—ઉનની જાજમ. | સેજ=પલંગ. | |
| ભૂપતિ—રાજા. | ખાટ=હીંચકાનું પાટીઉં. | |
| અગાશી—ધાબુ. | ખાસી=સારી. | |

૩ બેઠકો, કઠેરા, અને અગાસી બેસવાને માટે બનાવ્યા છે, સુવાને પલંગ અને હીંચવાને ખાટ સારી બનાવી છે. ગાલીચા મનને પ્રસંદ પડે તેવી રીતે પાથર્યા છે, અને સારા રાજાઓનાં ચિત્ર ભીંતપર ચીતર્યાં છે.

## પાઠ ૫૫ મો થોડે થોડે ભણવા વિષે.

| | | |
|---|---|---|
| ભણતાં=શીખતાં | લહીઓ—સારા અક્ષરનો લખનાર | કપાય—ઓછો થાય |
| પંડિત=વિદ્વાન | પંથ=રસ્તો | |
| નીપજે—થાય | | |

૧ માણસ ભણતાં ભણતાં પંડિત થાય, અને લખતાં લખતાં સારા અક્ષર લખનારો થાય છે. રોજ ચાર ચાર ગાઉ ચાલે તો લાંબો રસ્તો હોય તે પણ ખુટી જાય.

| | | |
|---|---|---|
| અભ્યાસથી—મહાવરાથી | આળસ—સુસ્તી | ખર=ગધેડો |
| કાયર—કંટાળતું | નર—માણસ | તોલ—બરાબર |

૨ પોપટ પણ મહાવરાથી બોલ બોલતાં શીખે છે પણ જે કંટાળીને આળસ કરે છે તેને ગધેડો જાણવો.

| | | |
|---|---|---|
| પાણુ=પથરા. | છેદાયછે-કપાયછે | એધાણુ-નિશાની |

૩ કૂવા ઉપર કાળા કઠણુ પથરા હોય છે. તે પણુ ઘણાં વરસે દોરડાંના ઘસારાથી કપાય છે એ નીશાની લેવી મતલબ કે એ નિશાની લઇ થોડે થોડે ભણીએ તો આવડે.

## પાઠ ૬૭ મો મુર્ખાઈ વિષે કવિતા.

| | | |
|---|---|---|
| મૂર્ખ=બેવકુફ | સાર-સારૂ | વિચાર-ભાન |
| નિશાની-એંધાણ | અસાર-નઠારા | જોય-જાણુવો |

૧ બેવકુફ માણુસને માથે શીંગડાં કે એવી બીજી કાંઇ નિશાની હોતી નથી પણુ જેને સારા નરસાનું ભાન નથી. તેને બેવકુફ જાણુવો.

| | | |
|---|---|---|
| ઉર-મન | અભિમાનઅહંકાર | અપાર-ઘણો |
| જગમાં-દુનિયામાં | સૌ=બધા | સરદાર=ઉપરી. |

૨ જેને એક અક્ષર પણુ આવડે નહિ, ને મનમાં ઘણો અહંકાર રાખે તેને દુનિયામાં બધા મુરખનો ઉપરી જાણુવો.

| | |
|---|---|
| વહેમ=શક | બકતો-બોલતો |
| વડી=મોટી | રાય-રાજા. |

૩ વહેમ ભરેલી મોટી મોટી વાતો કરે તથા બહુ બહુ લવારો કરે અને કોઇની શિખામણુ સાંભળે નહિ તેને મુરખનો રાજા જાણુવો.

## પાઠ ૮૧ મો ભાઈબેન વિષે કવિતા.

| | | |
|---|---|---|
| મળી-બેગાથઈ | સંપી-હળીમળી | ઘટે--ઓછી થાય. |
| જણુ-માણુસ | લહે=વહે | નિંદે--બદબોઈ કરે ખોટું |
| સુખચેન-આનંદ | શોક-દીલગીર | બોલે |
| બને-બે | લાજ-આબરૂ | |

